# હૃદયનો સંદેશો

લેખક :

દીનશાહજી સોરાબજી પાઉંવાલા (હોંગકોંગ).



પ્રકાશક :

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ.

કિં. ૦-૧-૦

**વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર,**
શ્રી રામકૃષ્ણભુવન, ગૂજરાત સોસાયટી, અમદાવાદ–૭.
**રસિકલાલ વાસુદેવ મહેતા,**
સાંકડીશેરી, હજીરાની પોળ, અમદાવાદ.
માનદ્ મંત્રીઓ,
**શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ.**



# નિવેદન

શ્રી. દીનશાહજી સો. પાઉવાલા (હોંગકોંગ) એ બહેન હોલ્લાને તેના લગ્ન પ્રસંગે ખરા અંતઃકરણપૂર્વક જે શિખામણ આપી છે તે દરેક બહેનને ઉપયોગી હોઇ તેને પુસ્તિકા રૂપે પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. આશા છે કે જે બહેનના હાથમાં આ પુસ્તિકા આવશે તેને જરૂર લાભ થશે.

ભાઈ પ્રફુલ્લ પા. ઠાકોરે આ પુસ્તિકા સુધારી આપ્યા બદલ અમે તેમનો આભાર માનીએ છીએ.

ગાંધી જયંતિ,
સં. ૨૦૦૩
અમદાવાદ.

**શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ,**
**અમદાવાદ**

પ્રથમાવૃત્તિ                                                            પ્રત ૧૦૦૦

મુદ્રક : ચતુરભાઈ શનાભાઈ પટેલ
શ્રી મહેન્દ્ર મુદ્રણાલય, મામાની હવેલી, શાકબજાર— **અમદાવાદ.**

# અર્પણ

મારી વહાલી દીકરી હીલ્લા !

આ સાથે સીલ્વર કેસમાં એક પુસ્તિકા "હૃદયનો સંદેશો" લખી મોકલી છે. એ તારા લગ્નની મારા તરફથી તને હૃદયની જીવતી જાગતી ભેટ છે. મારા હૃદયના સર્વ આર્શીર્વાદ સહિત તું તેનો સ્વીકાર કરજે. હું ખરા અંતઃકરણપૂર્વક તને અને તારા જીવનસાથી —તારા પતિ–ને સુખી દાંપત્યજીવન ઇચ્છું છું. પરવર દેગાર તમને બંનેને સુખ, શાંતિ અને સંપમાં સદાકાળ કાયમ રાખો !

વહાલી દીકરી ! મનુષ્ય માત્રથી જે ભલું કાર્ય થાય છે તે દાદાર અહોરમઝદને જ આભારી છે. આ પુસ્તિકા લખાઇ તેમાં પણ હું તેની જ કૃપા નિહાળું છું. દુન્વયી રીતે કહેતાં આ પુસ્તિકાનું અસ્તીત્વ તારાં ભલાં માસી બાનુબાઇને ઘટે છે. હું તને તેનું કારણ સમજાવું. તારા લગ્ન પ્રસંગે મારો વિચાર તને કોઇ વસ્તુ ભેટ આપવાનો હતો, પણ તારાં માસીએ વસ્તુને બદલે સત્યજીવન અને આત્મજ્ઞાનના વિષયને લગતો એક લેખ લખી તને ભેટ આપવાનું મને સૂચવ્યું. મને આ સૂચના મુનાસીબ લાગી અને તેના પરિણામરૂપે આ પુસ્તિકા—"હૃદયનો સંદેશો"–અસ્તીત્વમાં આવી. આ પુસ્તિકાથી તને અને અન્ય આત્માઓને કંઇપણ લાભ થાય તો તે સર્વ પ્રથમ દાદાર અહોરમઝદને અને પછી તારાં સૌભાગ્યવંતા ભલાં માસી બાનુબાઇને આભારી છે.

દીકરી હીલ્લા ! ભૂતકાલમાં અને હાલમાં દાદાર અહોરમઝદની કૃપાથી તારાં દયાળુ અને ભકત માસીએ ઘણાં સત્કાર્યો કર્યાં છે અને કરે છે. તેમણે ભક્તિના ભંડારો ભર્યા છે અને આજે ઇશ્વર-

કૃપાથી આત્મદ્રવ્ય એકઠું કરી રહ્યાં છે. આજે પણ તારાં માસી સાચું આત્મજ્ઞાન ધરાવે છે જે હમેશાં પરમાર્થ અને પ્રેમમાંથી જ ઉત્પન્ન થાય છે.

વહાલી દીકરી! મારી તને એક નમ્ર સૂચના છે—તે એ કે અઠવાડિયામાં એક વખત તારે આ પુસ્તિકાનું અવશ્ય અધ્યયન કરવું, તે ઉપર થોડો વિચાર કરવો અને આખું અઠવાડિયું તેના ઉપર સાચા અંતઃકરણપૂર્વક મનન કરતાં રહેવું. સાચા હૃદયથી તું આમ કરતી રહેશે તો ટૂંક સમયમાં જ આ પુસ્તિકામાં જે પ્રકારનું જીવન જણાવવામાં આવ્યું છે તેવું જીવન આપોઆપ જ જીવાશે અને તારો આ જન્મ જરૂર સફળ થશે!

હોંગકોંગ,
તા. ૨૬-૧૦-૨૭.

**દીનશાહજી સો. પાઉંવાલા.**

*　　*　　*　　*

# તારા નામથી! મારા પિતા! તારા નામથી!

## ૧

દીકરી હીલ્લા! દિવસ પછી દિવસ, રાત પછી રાત અને વર્ષ પછી હું વર્તમાન જગતનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં દુઃખો જોઇ ઘણો જ ખિન્ન થયો હતો. દયાળુ પિતા દાદાર અહોરમઝદના અચલ અને અદલ રાજમાં એક સ્થળે દુઃખ, બીજે સ્થળે ગેર ઇન્સાફ અને ત્રીજે સ્થળે પક્ષપાત આવું આવું જોઈ હું ઘણો મૂંઝવણમાં પડી ગયો હતો. આ ગૂઢ રહસ્યનો ઉકેલ મારી અલ્પમતિથી હું લાવી શકયો નહિ. હું હમેશાં આર્તહૃદયે મારા પિતા દાદાર અહો-

રમઝદને આનો ખુલાસો આપવાની અને તેનો ઉપાય સૂચવવાની વિનંતિ કરતો. તે દયાળુ પિતા વારંવાર મને કહેતો, "દીકરા, દેખાતાં દુ:ખ, ગેરઇન્સાફ અને પક્ષપાતની પાછળ સદાય દયા, પ્રેમ અને ન્યાય સિવાય બીજું કશું જ નથી. આખરે તો સર્વ સારૂં જ છે!" ઇત્યાદિ. મારા આત્માને આથી થોડીવાર શાંતિ મળતી, પરંતુ મારા દુ:ખી બંધુઓનાં દુ:ખ ફરીથી જોતાં મારી સ્થિતિ અગાઉના જેવી જ થઈ જતી. કેટલાંક વર્ષો સુધી અવારનવાર આમ ચાલ્યા કર્યું. પરંતુ એક શુભ દિવસે તે મહાન પિતા દાદાર અહોરમઝદે સ્વયમ્ મારા હૃદયમાં હંમેશને માટે વાસ કર્યો. મારું અજ્ઞાન ત્યારે જ દૂર થયું અને જે પ્રકારનો અંતરાત્માનો અવાજ હું પ્રસંગોપાત સાંભળતો તે પ્રકારની સૃષ્ટિ હું નિહાળવા લાગ્યો. ડગલેને પગલે હું હવે તેની દયા, તેનો પ્રેમ અને તેનો અદલ ઇન્સાફ જોતો થયો. મારું પહેલાંનું અજ્ઞાનરૂપી દુ:ખ દૂર થયું. મારું હૃદય સંતોષથી ઊભરાઇ જવા લાગ્યું. મારું મન તેની મહત્તા અને કીર્તિનાં ગુણગાન ગાતું થયું. મને હવે બધું જ સ્પષ્ટ દેખાય છે. તે મહાન પિતાની કૃપા માત્રથી હું હવે નૂતન પુરુષ બન્યો છું.

દીકરી હીલ્લા! તેની કૃપાથી મને જે આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તે હું સાનંદ તારાં અને દુનિયાના સર્વ બંધુઓનાં ચરણે ધરું છું. તમે તેનો સ્વીકાર કરો કે ઇન્કાર કરો પણ હું તો સાચા હૃદયથી, પ્રેમથી અને ધૈર્યથી બોલીશ અને જ્યારે તમે મારી નજીક આવશો ત્યારે ઘણા જ હેતપૂર્વક તમને ભેટીશ!

વહાલી દીકરી! આપણી કોઈ પણ સુખી પરિસ્થિતિ કે દુ:ખી હાલત આપણાં જ કર્મોને આભારી છે. તેને માટે આપણે જ જવાબદાર છીએ. આજે આપણે સુખી હોઇએ તો તે આપણાં ભલાં કર્મોનું અચૂક પરિણામ છે. આજે આપણે દુ:ખના ડુંગર નીચે દબાઇ ગયા હોઈએ તો તેને માટે પણ આપણાં કર્મો જ જવાબદાર છે. પૂર્વજીવનમાં, ભૂતકાળમાં કે વર્તમાનમાં ભલાં અને બુરાં, સભા-

નપણે કરેલાં કે અજ્ઞાનપણે કરેલાં, વિચારેલા વિચારો, બોલેલા શબ્દો અને કરેલાં કર્મોનું જ તે અચૂક અને અનિવાર્ય પરિણામ છે. સૂર્ય પૂર્વમાં ઊગે છે અને પશ્ચિમમાં આથમે છે એ વિષયમાં તારી જેટલી ખાતરી છે તેટલી જ ખાતરી તારે કુદરતના અચલ અને અટલ કાયદા માટે રાખવાની છે. તે વાતમાં કોઇ કાળે કશો ફરક પડ્યો નથી અને કોઈ કાળે જરાક પણ ફરક તેમાં પડવાનો નથી. પરવર દેગાર જેવો અચલ, કૃપાળુ, દયાળુ અને ન્યાયી છે. તેવો જ તેનો કાયદો પણ અચળ, કૃપાળુ, દયાળુ અને ન્યાયી છે. એ કાનૂનનો કોઈ સ્વીકાર કરે, કોઈ અનાદર કરે, તેનો કોઇ પૂજક બને, કોઈ તેનો વિરોધી બને—આ બધું પાક પરવર દેગારને મન તો સરખું જ છે. તે કશી પણ ધરપત વગર પોતાનું કામ કરે જાય છે અને હમેશાં કર્યે જશે. આ કાયદો વિશ્વના આરંભથી શરૂ થયો છે અને અંત સુધી તે ચાલુ રહેશે. આ કાયદો એટલો સૂક્ષ્મ અને ગૂઢ છે કે તે સમજવાને મનુષ્યની બુદ્ધિ સદા અધૂરી રહી છે. ઈશ્વરનો કાયદો દયા, પ્રેમ અને ઇન્સાફથી ભરપૂર છે, અને આપણા એક-એક કૃત્યો, શબ્દો અને વિચાર માત્રની પણ નોંધ લેવાનું તે ચૂકતો નથી. સમય આવે તેનો હિસાબ ચૂકતે કરવાનું પણ તે ભૂલતો નથી. આપણાં કૃત્યોનો હિસાબ રાખી પાઇએ પાઇની તે આપ-લે કર્યા કરે છે.

વહાલી દીકરી! આટલા કારણસર તારી સુખી કે દુ:ખી હાલતમાં અક્કલ હોશિયારીથી તેનો સંપૂર્ણ અને સારો ઉપયોગ કરજે. સુખમાં ડગલેને પગલે ઈશ્વરના પ્રેમનું સ્મરણ કરતી રહેજે અને તેનો ઉપકાર માનજે. હાલતાં ચાલતાં તેની કીર્તિ અને મહત્તાનાં ગુણગાન ગાજે. અહોરાત્ર સત્કૃત્યો કરવામાં રચ્યાપચ્યી રહેજે અને આઠે પ્રહર એક સરખી નમ્રતા રાખજે જેથી ભાવિ જીવનમાં તને પાછાં સુખો પ્રાપ્ત થાય અને ફરીથી ભલું અને સુખી જીવન જીવી તું હંમેશ માટે સુખી બને અને પરમાત્માનો પ્રેમ સંપાદન કરે. જેમ સવાર પછી રાત આવે છે, તેમ સુખ પછી દુ:ખ પણ અવારનવાર

મનુષ્યને ઉત્તમ બોધ આપવાને આવે છે. દુઃખના સમયે હિંમત નહિ હારતાં તું ટટ્ટાર ઊભા રહેજે અને તારા આત્માને કહેજે કે, "હે જીવ, આ દુઃખ તારા જ કોઈ સમયના કર્મનું પરિણામ છે, માટે ધૈર્ય અને હિંમતથી એકવાર આ દુઃખ તું સહન કરી લે. આવું દુઃખ ફરીથી નહિ પડે. અને આ દુઃખરૂપી પદાર્થપાઠથી ફરી કદી મન, વાણી અને કર્મથી તું ભૂંડું કે ખોટું કામ નહિ કરે તેનો પણ બોધ સાથે સાથે લઈ લે!"

દીકરી લીલા! ગમે તેવું દુઃખ પડયું હોય તો પણ તું તેને માટે કોઈપણ દિવસ કોઈ વ્યક્તિને લેશ માત્ર બદનામ કરીશ નહિ. તારા દુઃખનું કારણ જાહેર રીતે અન્યને ભીજું લાગે, પણ વાસ્તવિક રીતે તો તું જ તે દુઃખને માટે જવાબદાર છે. એટલે સુખી હાલતમાં જે પ્રકારનું જીવન ગાળવાનું મેં ઉપર બતાવ્યું તેવા જ પ્રકારનું જીવન દુઃખી હાલતમાં પણ તારે ગાળવાનો શક્ય પ્રયાસ કરવો જોઈએ. સુખ અને દુઃખ એ તો પસાર થતાં વાદળાંના જેવી એક અસ્થિર અને ક્ષણભંગુર પરિસ્થિતિ છે. શાશ્વત અને સ્થિર પરિસ્થિતિ પવિત્ર, કલ્યાણમય, નિઃસ્વાર્થ અને પ્રેમાળ જીવન એ જ હોઈ શકે. સતત આવું જીવન ગાળવાથી મનુષ્ય દેવતાની કક્ષા સુધી પહોંચી શકે છે. આવું જીવન ગાળવાથી જ એક આત્મા ક્ષણભંગુર દેહમાં વસવા છતા પરમાત્મા સાથે તદાકાર થઈ શકે છે.

વહાલી દીકરી! દુઃખની પણ મનુષ્યને સાચી અને પુષ્કળ આવશ્યકતા છે. દુઃખથી તેનામાં સુબુદ્ધિ જાગે છે, તે નમ્ર અને ભલો બને છે અને દુઃખ જ આપણાં આગલાંપાછલાં કર્મોનો કચરો સાફ કરી નાખે છે. માટે દુઃખને આપણે આપણો અદૃશ્ય ગુરુ ગણવો ઘટે. તારે પણ દુઃખથી ડરવું નહિ કે સુગાવવું નહિ. દુઃખને તું તારા સાચ્ચા મિત્ર તરીકે સદાય સ્વીકારજે. તારામાં થોડું પણ આત્મજ્ઞાન હશે તો તને દુઃખ આશીર્વાદ સમાન જણાશે.

કર્મની ગતિ અત્યંત સૂક્ષ્મ છે અને મનુષ્યની બુદ્ધિથી પર

છે, પરંતુ તે સદા અચલ, અટલ, દયા, પ્રેમ અને ન્યાયથી ભરપૂર છે. આવા મહાન કાયદાનું તું શરણ શોધજે અને તેના વિશ્વાસે તું રહેજે. તારા બીજા બંધુઓને પણ કર્મના કાયદાનો બોધ પ્રેમપૂર્વક કરતી રહેજે. આપણા બંધુઓને પવિત્ર, ભલું અને સત્ય જીવન જીવતા શીખવવું એ શિક્ષણ આપનાર અને લેનાર બંનેને માટે એક ઉત્તમોત્તમ કાર્ય છે. યાવત્ચંદ્ર દિવાકરૌ સુધી ચાલે એવી તે એક સખાવત છે !

દીકરી હીલ્લા ! પરવર દેગારની મહત્તા અને તેની આપણા પ્રત્યેની દયા તે એકલો જ જાણે છે ! આપણને તેનું કશું જ ભાન નથી. ઉપર મેં તને તેનો મહાન કાયદો જે યત્કિંચિત્ સમજાવ્યો છે તે સર્વને માટે સદાય સમાન છે. તેમાં કદાપિ જરાપણ ગેરઈન્સાફ કે પક્ષપાત નથી. છતાં તેની મોટાઈ, દયા અને અદ્ભુતતા એવી છે જે સમજવામાં મનુષ્યની અલ્પ મતિ વારંવાર ગોથાં ખાઈ જાય છે. દુનિયાના ઘણા મનુષ્યો કોઈ સુખની તો કોઈ ઈશ્વરની શોધમાં નીકળ્યા હતા અને હજુ પણ અવારનવાર નીકળે છે. જ્યારે તેઓને સાચું સુખ કે ઈશ્વરી પ્રકાશ ક્યાંય મળતો નથી ત્યારે તેઓ થાકેલા-પાકેલા પરવર દેગારને શરણે જાય છે જ્યાં તેઓનાં સર્વ દુઃખો દૂર થાય છે અને સાચું સુખ અને ઈશ્વરી પ્રકાશ પ્રાપ્ત થાય છે ! આ ક્ષણભંગુર દેહમાં રહેવા છતાં તેમનો આત્મા સ્વર્ગીય સુખનો અનુભવ કરે છે. પોતાના મનની વૃત્તિ અનુસાર તે ઈશ્વરના દર્શન કરવા ભાગ્યશાળી થાય છે, અને સદાને માટે તેની સાથે તદાકાર થઈ જીવે છે ! જે મનુષ્ય દુનિયાનો બધો વ્યવહાર ત્યજી સાચા હૃદયથી પૂરેપૂરી રીતે તેનું શરણાગત સ્વીકારે છે તે સર્વનું કલ્યાણ કરે છે અને તેનું સર્વ કર્મધર્મનું કારજ ચૂકવી પોતે ધન્ય થાય છે.

## ૨

જેનાથી આ દુનિયાની ઉત્પત્તિ છે, જેના મૂળમાંથી આપણે સર્વ નીકળ્યા છીએ તે પરવર દેગાર તરફ આપણે—થોડા ઘણી

ત્વરાથી અને સભાનપણે જ્યારે બાકીની ઘણી જ ધીમી ગતિએ અને અજ્ઞાનભાવે—પાછા ફરીએ છીએ. અન્ય જીવોની સરખામણીમાં મનુષ્યને માટે પરવર દેગારને પામવું અને તેની સાથે એક થઇ જવું એ ઘણું સહેલું કામ છે. કોઇપણ મનુષ્ય પોતાના મન ઉપર આ વાત લે અને સતત કોશીષ કરે તો તે જરૂર પરમેશ્વરને પામી શકે. પરંતુ તે અપરિમિત, અમર્યાદિત, સાહેબોના સાહેબ અને માલિકોના માલિક દાદાર અહોરમઝદની કીર્તિ ગાવી અને તેની અદ્દભુતતા સમજાવવી, તે કોણ છે, કેવો છે અને શું કરે છે તે અન્યને સંપૂર્ણ રીતે સમજાવવું એ કોઈ આગળ વધેલા મનુષ્ય માટે પણ તેની શકિત અને બુદ્ધિની બહારની વસ્તુ છે. દીકરી દીલ્લા ! મારા ઉપર કૃપા વરસાવીને તે મને સૂર્ય ચંદ્ર જેટલું દીર્ઘ આયુષ્ય બક્ષે, અહોરાત્ર તેનું ગૌરવ અને અદ્દભુતતા ગાવાની, સમજાવાની અને તે કોણ છે, કેવો છે અને શું કરે છે તે દર્શાવવાની શક્તિ અને બુદ્ધિ આપે અને હું પણ મારું કામ પૂરેપૂરી વફાદારીથી કર્યે જ જાઉં તો પણ મારા કાર્યની એ શરૂઆત કરેલી જ ગણાય ! તે આટલો બધો મહાન અને અદ્દભુત હોવા છતાં જે મનુષ્ય સાચા હૃદયથી તેનું ધ્યાન ધરે છે અને હમેશાં પ્રયત્નશીલ રહે છે તે તેને જાણી શકે છે અને પામી પણ શકે છે. આ વાત જગતને જણાવવી અને મારા બંધુઓને તેની રીત બતાવવી એ જ હવે મારું જીવનધ્યેય બની રહ્યું છે.

તે મહાન સાહેબ દાદાર અહોરમઝદને ઓળખવા માટે અને તેની સાથે તદ્રૂપ બનાવા માટે બે વાતની ખાસ જરૂર છે:

(૧) હૃદયને હમેશાં સાફ રાખવું અને (૨) મનને તદ્દન શાંત અને સ્થિર રાખવું. આ બે વાતમાં આપણે જેટલે અંશે સફળતા મેળવીએ તેટલે અંશે આપણે તેનો પરિચય પામી શકીએ. આ વિષયમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત થતાં આપણે તેની સાથે તદ્રૂપ થઈ શકીએ અને ઇહલોકમાં ક્ષણભંગુર દેહધારી હોવા છતાં સ્વર્ગીય આનંદ અનુભવી શકીએ. જે મનુષ્ય આવી શ્રેષ્ઠ કોટિએ પહોંચ્યા

જાય છે તેને હવે આ દુનિયામાં બીજું કશું જાણવાનું કે મળવવાનું બાકી રહેતું નથી. તે તો આ પૃથ્વી ઉપર એક આશીર્વાદ સમાન છે. કોઈપણ મનુષ્ય સાચા હૃદયથી કોશીષ કરે તો મોડો વહેલો જરૂર આ સ્થિતિ પ્રાપ્ત કરી શકે. માત્ર બે વસ્તુ તેણે દૃષ્ટિ સમક્ષ રાખવાની જરૂર છે. એક તો હૃદયને સાફ રાખવું અને બીજું મનને તદ્દન શાંત અને સ્થિર રાખવું. આ બન્ને વાત નજર સામે રાખી અહોરાત્ર જે મનુષ્ય પોતાના પ્રત્યેક વિચાર, વચન અને કામ તેને અનુસરતાં રાખવાની સંભાળ લે અને તે પ્રમાણે કોશીષ કરે તો ઘણીવાર નિષ્ફળતા મળવા છતાં તે મનુષ્ય આખરે પરમાત્માને પ્રાપ્ત કરી શકે છે.

હૃદયને સાફ રાખવું અને મનને તદ્દન શાંત અને સ્થિર રાખવું એ બે વસ્તુ બહુ મુશ્કેલ છે એ તો નિઃશંક વાત છે. પણ વહાલી દીકરી! હું તને એક ઉપાય બતાવું. આ ઉપાય અજમાવતાં આ કઠિન કાર્ય પણ અત્યંત સહેલું અને સરળ થઈ પડશે. આને માટે તારે ત્રણ વસ્તુ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૧) ઈશ્વરના ગૌરવનું સ્મરણ અને એકાગ્રચિત્તે તેનું ધ્યાન, (૨) સર્વ બંધુઓનો અને સમસ્ત જગતની નિઃસ્વાર્થ સેવા, અને (૩) હમેશાં ભલા અને પવિત્ર વિચારો.

દીકરી હીલ્લા! આ પુસ્તિકા સમાપ્ત કરતા પહેલાં એક વાત હું તને કહેવા માંગુ છું. તેના ઉપર તું ખાસ ધ્યાન આપજે. તે વાત "વિચાર" છે. વિચાર એ બહુ પ્રબળ, અદ્‌ભુત અને જીવન-શક્તિ છે. દરેક વાતની તે ચાવી છે. જ્યાં જવા માંગીએ ત્યાં તે આપણને લઈ જાય એવી એ સુલેમાની શેતરંજી છે. દોઝખનો દરવાજો તે ઉઘાડે છે અને બહિસ્તનું બારણું પણ તે જ ખોલે છે. અજ્ઞાનના અંધકારમાં એ નાખે છે અને ઈશ્વરી જ્યોતિ પણ એ જ બતાવે છે. દુઃખ અને હાયના અફસોસ એ કરાવે છે અને સુખ અને શાંતિ પણ એ જ અપાવે છે. આ દુનિયાની ક્ષણિક ચીજો અને માનપાન

માટે એ લલચાવે છે અને મહાન મંદિરના દર્શન પણ એ જ કરાવે છે. ટૂંકમાં બધું વિચાર માત્રથી થાય છે! પણ વિચાર અત્યંત સૂક્ષ્મ, ગૂઢ અને રહસ્યમય વસ્તુ છે. માત્ર પયગંબરની કક્ષા સુધી પહોંચેલા મહાત્માઓ તેને સંપૂર્ણ રીતે જાણી શકે છે અને અનુભવી શકે છે.

તેમ છતાં, દીકરી! હું તને તેનો પણ એક ઉપાય બતાવું. આ ઉપાય અમલમાં મૂકવો ઘણો સરળ અને સહજ થઈ પડશે. તું ફક્ત એટલું જ કરજે. દિવસ રાત કોઈપણ પરિસ્થિતિમાં કોઈપણ કારણસર કોઈપણ પ્રકારના ખરાબ, ખોટા, કામના, ગુસ્સાના, લોભના લાલચના, ઈર્ષ્યાના, અંટસના, વેરના એવા નીચ અને હલકા વિચારો તું કદાપિ ના કરીશ, પરંતુ તેને બદલે ડગલે ને પગલે સદાય ભલા, સાચ્ચા, દયાપૂર્ણ, પ્રેમ અને ભક્તિથી ભરપૂર અને સેવાના જ વિચારો તું કર્યા કરજે. આ વિષયમાં તું જરાક પણ આગળપાછળ જોઈશ નહિ અને તેમાં તું કોઈપણ દિવસ દુર્લક્ષ આપીશ નહિ.

વહાલી દીકરી! તું અને આ પુસ્તિકા વાંચનાર અન્ય મનુષ્યો આ વાત ઉપર પૂરેપૂરું ધ્યાન આપે અને તેને હમેશાં પોતાની દૃષ્ટિ સમક્ષ રાખે, તે ઉપર મનન કરે અને તેને વ્યવહારમાં મૂકવાની કોશીષ કરે, તેમાં એકવાર નિષ્ફળ નીવડતાં નાહિંમત ના બનો પ્રયત્નશીલ જ રહે તો હું તને અને આ પુસ્તિકા વાંચનાર કોઈપણ વ્યક્તિને એવી બાંયધરી આપવા તૈયાર છું કે તમને જરૂર પરમેશ્વરની પ્રાપ્તિ થશે!

હે પરવર દેગાર! જો હું ખરેખરું સત્યજીવન જીવતો હોઉં તો તારા બાળકના ઉપરના શબ્દો કૃપા કરીને સત્ય પાડજે!

તારો સદાનો ઋણી, તારો પ્રેમી પુત્ર,

**દીનશાહ.**

# કેટલાંક મનન કરવા જેવાં પુસ્તકો.

| | | કિંમત |
|---|---|---|
| ૧ | જ્ઞાનયોગી ચંદુભાઈ | ૩-૦-૦ |
| ૨ | તત્ત્વચિંતન ( જેમ્સ એલન કૃત ) | ૨-૮-૦ |
| ૩ | માતૃદર્શન (શ્રી આનંદમયી માતાજીનો પરિચય) | ૧-૦-૦ |
| ૪ | સ્વા. વિવેકાનંદ ( જીવન ચરિત્ર | ૧-૪-૦ |
| ૫ | શ્રીરામકૃષ્ણ કથામૃત | ૫-૦-૦ |
| ૬ | ,, ઉપદેશ | ૦-૬-૦ |
| ૭ | ,, વાર્તાલાપ ૧ | ૦-૬-૦ |
| ૮ | ,, ,, ૨ | ૨-૦-૦ |
| ૯ | શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશય | ૧-૮-૦ |
| ૧૦ | દત્ત અને પરશુરામ | ૨-૦-૦ |
| ૧૧ | શ્રી ગિરીશચંદ્ર | ૦-૬-૦ |
| ૧૨ | શ્રી શારદામણિદેવી | ૦-૮-૦ |
| ૧૩ | સ્વા. રામતીર્થ ટૂંકું જીવન ચરિત્ર અને ઉપદેશ | ૦-૮-૦ |
| ૧૪ | શ્રી ગૌરાંગ મહાપ્રભુ | ૦-૮-૦ |
| ૧૫ | શ્રી શ્રી બાબા ગંભીરનાથ | ૧-૪-૦ |
| ૧૬ | બાળકોના વિવેકાનંદ | ૦-૪-૦ |
| ૧૭ | કિશોરોના રામકૃષ્ણ | ૦-૬-૦ |
| ૧૮ | ,, રામતીર્થ | ૦-૪-૦ |
| ૧૯ | જ્ઞાનયોગી ચંદુભાઈ સાથેનો વાર્તાલાપ છપાય છે. | |
| ૨૦ | આનંદધારા — સંગીત ભજન સંગ્રહ કિંમત રૂ. | ૧-૦-૦ |

મળવાનું ઠેકાણું : **શ્રી રામકૃષ્ણ સેવાસમિતિ, અમદાવાદ.**